आत्मकमल जैन लायब्रेरी ग्रंथांक (२)

# श्री बारव्रतनी टीप.

સંયોજક.

મુનિમહારાજશ્રી શંકરવિજયજી.

શેઠ અંબાલાલ સાંકલચંદની મર્હુમ માતુશ્રી દીવાળીબાઈના સ્મર્ણાર્થે આવેલ દ્રવ્ય સહાયથી.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

શ્રી મહાવીર જૈનસભા.

ખંભાત.



બીજી આવૃત્તિ. પ્રત. ૧૦૦૦

કિંમત બે આના.

વીર સં. ૨૪૪૩. સં, ૧૯૭૩. સન. ૧૯૧૬

# પ્રસ્તાવના.

આ લઘુ બુકની પ્રસ્તાવના લખવાની આવશ્યકતા નથી. પરંતુ તેના લગતા બે બોલ લખવામાં આવે છે. ટીપો ઘણે ઠેકાણે છપાઇ છે. તેમ મળતી પણ હશે. પરંતુ આ ટીપમાં વ્રતોનો કિંચિત્ વિસ્તાર તેમજ અતિચારોપણ સાથે આપેલ તે વિશેષ છે. તે આ ટીપ વાંચીને ખાત્રીકરશો. કદાચ વ્રતો ન લેવાય આપનો ઉદય હોયે છતાં તો પણ તેમાંથી સમજીને વાંચીને સાર ગ્રહણ કરશો તો પણ આત્મકલ્યાણ થશે.

આ પુસ્તક પ્રથમ ભાવનગરમાં ૧૯૭૦ માં મુનિશ્રી શંકરવિજયજી પાસે. શેઠ હરિચંદ જગજીવન-ભાઇએ પોતાને વ્રતો ગ્રહણ કરવા તૈયાર કરાવેલ હતું. અને ત્યાર પછી ભાવનગરમાં તે પ્રસિદ્ધ થયું હતું. આ બીજી આવૃત્તિ સુધારો વધારો કરાવીને અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

આ સાથે ખાસ ઉપયોગનું હોવાને લીધે વિનય વિજયજી ઉપાધ્યાયજી કૃત પુણ્યપ્રકાશનું સ્તવન પણ પાછલા ભાગમાં આપેલ છે.

આ બુકમાં પ્રેસદોષ અથવા દ્રષ્ટીદોષથી અસુદ્ધી રહી હોય તો વાચકવૃંદ સુધારીને વાંચે. એજ ભલામણ છે.

લી.

**શ્રી મહાવીર જૈન સભા.**

ખં ૧ (બંદર.)

આ આત્મ કમળ જૈન લાયબ્રેરી ગ્રંથાંક (૨)

# શ્રી બારવ્રતની ટીપ.


લેખક અને પ્રયોજક.

મુનિમહારાજશ્રી શંકરવિજયજી.


---

ખંભાત નિવાસી શેઠ. અંબાલાલ સાંકલચંદના મર્હુમ માતુશ્રી બાઇ. હીવાલી બાઇના પુન્યાર્થે આવેલ સાહાયથી.


છપાવી પ્રસિદ્ધ કર્તા.

શ્રી મહાવીર જૈનસભા–ખંભાત.

---

આવૃત્તિ ત્રીજી. પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૭૩ વીરસંવત ૨૪૪૩ સન ૧૯૧૬

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવજીએ છાપી.

ઢીંકવાચોકી–અમદાવાદ.

કિં. બે આના.

# બે બોલ.

આ લઘુ પણ ઘણું ઉપયોગી પુસ્તક છપાવી પ્રસિદ્ધિમાં મુકતાં સરવે ભાઇઓ તથા બેહેનોને જણાવવા રજા લઉછું કે મુનીરાજ શ્રી. શંકર વીજયજી મહારાજના સદુપદેશથી શ્રી ખંભાતની માહાવીર જૈનસભાને ભેટ આપુંછું અને તે સભા તેમના ઉપદેશથીજ થોડા વખતથી સ્થાપન થઇ છે. તેની નકલ ૧૦૦૦) છપાવી છે તેની કીંમત રૂ. ૦-૨-૦ રાખવામાં આવી છે, તેની ઉપજ થાય તે શ્રી માહાવીર જૈન સભામાં રહે.

યોગ્યસ્થાને ભેટ આપવાનું કામ શ્રી માહાવીર જૈનસભાને પરવાનગી છે.

લી૦

શા. અંબાલાલ સાંકલચંદ-મુંબઇ.

। ॐ ।

॥ पं० श्रीमद् दानविजय गणि गुरुभ्योनमः ॥

# श्रावकना बार व्रतनी टीप.

## ले० मुनि-शंकरविजयजी.

### સમકિત.

પ્રથમ સર્વ વ્રતના મૂળ રૂપ સમ્યકત્વને અંગિકાર કરવું તે નીચે પ્રમાણે.

જિનેશ્વર કથિત જીવા જીવાદિ તત્વો તેની ઉપર સુદ્ધ શ્રદ્ધા તેનું નામ સમકિત કહીયે.

જ્યાં સુધી સુદ્ધ શ્રદ્ધા ન થઇ હોય ત્યાં સુધી વ્રત ક્રિયાનુષ્ટાન યથાર્થ ફલ આપતાં નથી જેમ ઉખર ભૂમિમાં બીજ વાવેલ પ્રરોહતાં નથી તેમ વ્રતો પણ સમજી લેવાં. માટે પ્રથમ શ્રદ્ધાં સકીત લેવામાં આવે તો જરૂર આ લોકમાં પણ સુખી થાય તેમ પર-

લોકમાં પણ દેવદેવેંદ્ર ચક્રવર્તીની પદ્ધી ભોગવી અંતમાં કર્મોનો ક્ષય કરી જન્મ મરણથી રહીત થાય છે. અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ થાય છે. વિશેષ સમ્યક્ત્વનું વિવેચન ગુરૂ મુખથી સમજી લેવું.

એના સડસઠ બોલ વિસ્તારથી બીજા ઠેકાણેથી સમજી લેવા અથવા ગુરૂમુખથી સમજી લેવા. માત્ર અહીંયા છ આગારનું કિંચિત વિવેચન લખું છું.

પ્રથમ સમકિત આપતી વખતે છ આગાર ગુરૂમહારાજ સમજાવે છે. કે હે માનુભાવ, હે સંસારભીરૂ, તમારે આ છ આગાર રાખવાથી સમકિત મેલું એટલે દૂષિત નહી થાય. તે છ આગ.ર બતાવે છે.

૧ "रायाभियोगेणं" જે ગામમાં અથવા જે દેશમાં પોતે રહેતો હોય ત્યાંના રાજા પોતાથી ન થાય તેવું વિરૂદ્ધ કામ બતાવે અને કરવું પડે તો સમકિતને દૂષણ ન લાગે.

૨ "गणाभियोगेणं" ગણ એટલે પંચ વિગેરે જ્ઞાતિના લોકો તેના કહેવાથી કરવું પડે, અને કહેકે તમો આ કામ નહી કરો તો પંચ તમારો દંડ કરશે, એમ કહેવાથી કરવું પડે તો સમકિત દૂષિત ન થાય.

૩ "बलाभियोगेणं" મ્લેછાદિક, ચોર, શત્રુ વિગેરે જોરજુલમથી કરાવે તો સમકિતને દૂષણ ન લાગે.

૪ "देवाभियोगेणं" કોઈ દુષ્ટદેવ, ક્ષેત્ર પાળાદિક શરીરમાં પ્રવેશ કરી મરણાંત કષ્ટથી, ધૈર્યતા ન રહે ને ન કરવાનું કામ કરવું પડે તો સમકિતને દૂષણ નહિ.

૫ "गुरुनिग्गहेणं" ગુરૂ કે માતા પિતાદિકના કહેવાથી નહી છુટકે અનુચિત કામ કરવું પડે તો પણ સમકિતને દૂષણ નહી.

૬ "वित्तिकंत्तारेणं" દુષ્કાલાદિક આપદા

આવવાથી, આજીવીકાને માટે મિથ્યા દ્રષ્ટીની સાથે નિષેધ કામ કરવું પડે તો જયણા.

પોતાના મનથી કરે તો વ્રત ભંગ થાય સર્વ આગાર તેજ પ્રમાણે સમજવા.

આ છ આગારને છ છંડી પ્રણ કહે છે. તથા ચાર આગાર બીજા છે. તે નિચે પ્રમાણે.

૧ "अन्नथ्थणाभोगेणं" ઉપયોગ વિનાથી અકામથઈજાય અને યાદ આવે કે તુરત તે કામ ન કરે.

૨ "सहस्सागारेणं" અનાઉપયોગ શિઘ્રતાને લીધે નિષેધ કામમાં પ્રવૃત્તિ થઇ જાય. તો પણ વ્રત ભાગે નહી.

૩ "महत्तरागारेणं" મોટાની, જ્ઞાનીની આજ્ઞાથી કરવું પડે તો જયણા.

૪ "सव्वसमाहिवत्ति आगारेणं" કોઇ સન્નિપાત રોગાદિ કારણથી, બેશુદ્ધિમાં, જરા

અવસ્થાથી, ભુલી જવાથી, આર્તધ્યાન થ-
વાથી, સર્પ પ્રમુખ ઝેરી જીવના ડંકથી, નિ-
ષેધ કામ કરવામાં આવે તો પણ જયણા છે.

આ ઉપરના આગારો અસમાધિમાં સમજવા.

શુદ્ધદેવ—રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ આદિ અઢાર દૂષણોથી રહીત એવા જે દેવ તેમને હું દેવ માનું. અન્ય રાગી, દ્વેષી, ક્રોધી, માની, માયાવી ઇત્યાદિ દૂષણો યુક્ત જે દેવ તે દેવને દેવ તરીકે ન માનું.

શુદ્ધ ગુરૂ—પાંચ સમિતિએ સમિતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, પંચેંદ્રિયને દમતા અનેક દુષ્કર પરિસહને સમ્યક્ પ્રકારે સહન કરતા, કંચન કામિનિના ત્યાગી, સર્વ જીવોનું હિત ઇચ્છ-નારા, જિન આજ્ઞાના પાલક એવા ગુરૂ હોય તેમને હું ગુરૂ તરીકે માનું.

શુદ્ધ ધર્મ—વીતરાગોક્ત ધર્મ અથવા જેની અંદર કોઇપણ પ્રકારનું હિંસા દૂષણ ન હોય

એવો જે કેવલી ભાષિત ધર્મ તે ધર્મને ધર્મની બુદ્ધિએ અંગિકાર કરૂં.

સમકિતના સડસઠ બોલ.

૪ સદ્દહુણા ૩ લિંગ ૧૦ વિનય ૩ શુદ્ધિ ૫ દૂષણ ૮ પ્રભાવક ૫ ભૂષણ ૫ લક્ષણ ૬ જતના ૬ આગાર ૬ ભાવના ૬ સ્થાન.

અરિહંતો મહદેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો;
જિણપન્નત્તં તત્તં, ઇય સમ્મત્તં મએ ગહિયં. ૧

સમકિતના પાંચ અતિચાર ટાળવાનો ખપ કરવો તે નીચે પ્રમાણે.

૧ જિન વચનમાં શંકા ન કરવી.
૨ અન્યમતની અભિલાષા ન કરવી.
૩ ધર્મના ફળનો સંદેહ ન કરવો.
૪ અન્ય ધર્મીઓની પ્રશંસા ન કરવી.
૫ અન્ય ધર્મી—કુલીંગીઓનો પરિચય ન કરવો.

## સમ્યકત્વને અંગે કરવાના ખાસ નિયમ.

૧ દરરોજ જિનદર્શન જિન પૂજા કરવી. તેનો યોગ ન બને તો ઇશાન ખુણો સામે શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન કરવું.



## ૧ પ્રથમ સ્થૂલ પ્રાણાતીપાત વિરમણ વ્રત.

સ્થૂલ એટલે મ્હોટા દેખવામાં આવે હરે ફરે એવા જે ત્રસ જીવો તેમને હણવાની બુદ્ધિએ ન હણવા.

સ્થાવર જીવોને પણ યથાશક્તિ બચાવવા. શ્રાવકોએ વીસ વસામાંથી સવા વસો દયા અવશ્ય પાળવી અને વિશેષ પાળવાનો ખપ કરવો. તથા સંકલ્પથી નિરપરાધી જીવોને ન હણવા, ન હણાવવા, તથા ન અનુમોદે. ઘરની અંદર પુત્રાદિકના પેટમાં જીવ પડીજાય અથવા કોઇ ગુમડું વિગેરે થયું હોય અને પોતાથી ચાલે તેમ ન હોય અને તેનો ઉપયોગ કરવો પડે તો

જયણા, જુ વિગેરે હોય અને જતના કરવી પડે તો જયણા, ચાર પ્રકારની હિંસાનું સ્વરૂપ ગુરૂ-મુખથી સમજી લેવું. ઘરની અંદર બાલવાનાં લાકડાં તે પણ સડી ગયેલ હોય જીવાત પડેલી હોય તેવાં ન લેવાં. બે પૈસા વધારે બેસે તેથી ન બીવું જોઇએ. વ્રતધારીએ પૈસાનો ખ્યાલ ન કરવો જીવ કેવી રીતે બચે તેજ તેનેતો ખ્યાલ હોવો જોઇએ. અનાજ ઘઉં, ચણા, તુવર, મગ, બાજરો વિગેરે ખરીદ કરતી વખતે બરાબર તપાસીને લેવું. કે જેથી આગે વિચાર ન થાય, કે અરેરે આ કયાં અનાજ લાવ્યા સડી ગયું છે, ઘણા ત્રસ જીવ પડી ગયા છે. ઘી, તેલ, વિગેરે રસવાળા પદાર્થોનાં વાસણ ઉઘાડાં ન મુકવાં કારણ માંખી, કિડી, ઘીરોળી વિગેરે પ્રાણિઓનો નાશ થાય અને અંતમાં ઝેરી જીવ હોય તો તે વસ્તુ ખાવાથી મૃત્યુ પણ થઈ જાય. માટે ઉપયોગ રાખવો. ચુલા ઉપર તથા પાણિના સ્થાન વિગેરે ૧૦ જગાએ

ચંદરવા બાંધવા તથા પાણિ ગળવાનું વસ્ત્ર પણ જાડું રાખવું અને પાણિ બરાબર ટાઇમ સર ગળી લેવું. અને તેનો ખંખાળો જે કુવાનો હોય તેજ કુવામાં નાખવો. તેમ ન કરવામાં આવે તો મીઠા પાણિના જીવો ખારા પાણિમાં જવાથી મરી જાય, અને ખારાના મીઠામાં જવાથી મરે, માટે તેનો ઉપયોગ રાખવો. તથા વર્ષાકાળમાં ઘણા જીવોનિ ઉત્પત્તિ હોય છે, માટે ગાડી, રથ વિગેરે ઉપર સ્વારી ન કરવી અને જો કરવામાં આવે તો ગાડીના પયડા નીચે જીવાત આવે તો જરૂર નાશ થઈ જાય બહુ બિજ તથા, ફલ વિગેરે ત્રસાદિકથી વ્યાસ હોય તે ન ખાવાં. તથા ખાટલા પ્રમુખમાં માકડ પડી જાય ત્યારે તડકે ન મુકવા બીજાનો અવસર દેખી લેવો. તથા એંઠવાડો કાઢીને ગટર વિગેરે ખોદેલ હોય તેમાં ન નાખવો. કારણ તેની અંદર તે જવાથી ઘણા જીવોની ઉત્પત્તિ થઇ જાય છે. માટે બહાર સુકી જગા ઉપર નાંખી દેવો

જોઇએ. ફાગણુ માસ પછી પત્રવેલ્ર વીગેરેની ભાજી આઠ માસ સુધી ન વાપરવી. ફાગણ પછી તેમાં ઘણા ત્રસજીવો ઉત્પન્ન થઈ જાય છે, ચોમાસાના ચાર મહીના સાફ કરો તો એ સુકી હોય તે પણ ન વાપરવી. કુંથવાદિ થઈ જાય છે. માટે સુજ્ઞ શ્રાવક વર્ગે ત્યાગ કરવો જોઈએ, તે જો આવામાં આવે તો ત્રસજીવોનિ હિંસા થાય છે. તે ખાવાથી અનેક રોગો શરીરમાં થઈ જાય છે. માટે પ્રથમથીજ તેની જતના કરી દેવી, તથા સુખડી કાર્તીક પુનમથી તે ફાગણ સુદ ૧૪ સુધી શીયાળામાં ૧ મહીના સુધી અને ઉનાળામાં એટલે ફાગણથી અષાડ સુદી ૨૦ દીન સુધી ચોમાસામાં અષાડથી કાર્તિક ૧૫ દિન સુધી ખપે, ઉપરાંત નહી. આ કાળ આટલો છે છતાં કદાચ એક બે દિનમાં બગડી જાય કોઇ કારણથી તો તે પછી નહી ખાવી બગડેલ ચીજ ખાવાથી શરીરમાં નાના પ્રકારના રોગો ઉત્પન્ન થઇ જાય છે. માટે સુજ્ઞ

ભાઇઓએ તેનો ત્યાગ કરવો. ઘરની અંદર કાજો કાઢવાની સાવરણી પણ કોમળ રાખવી જોઇએ કે જેથી કોમળ જીવોનો નાશ ન થાય. સ્નાન પણ જે સ્થાન સુકઈ ગયેલ હોય ત્યાં કરવું, એકને એક સ્થાનપર સ્નાન કરવાથી નીગોદ લીલ ફુલ આવી જાય છે. માટે ઉપયોગ રાખવો. ઘણા જીવો જેની અંદર નાશ થઇ જાય અને આપણને ઘણો લાભ મળતો હોય તોપણ તેવો વ્યાપાર ન કરવો એ ખાસ લક્ષ્યમાં રાખવાનું છે.

ઘરની અંદર એઠું પાણી તથા અન્ન બે ઘડી ઉપરાંત ન રાખે. શાસ્ત્રમાં કહેલ છે કે બે ઘડી પછી એંઠા પાણીમાં તથા અન્ન એંઠામાં ત્રસ જીવો ઉત્પન્ન થઈ જાય છે. માટે આ ખાસ ધ્યાનમાં રાખવું. આપસમાં એક બીજાનું પીધેલ પાણી પીવાથી પણ મહા રોગોને કરતા થાય છે, જો તે માણસને કોઇ પ્રકારનો રોગ હોય તો તે પીવા વાળાને લાગુ પડે છે. પોતે

પાણિ પીધા પછી તેજ પ્યાલો પાછો ગોળામાં અથવા જે વાસણ હોય તેમાં ન નાખવો, તેને માટે ખાસ જુદો ઘડો અથવા ડોલચું રાખવું. તે પ્રમાણે ન કરવામાં આવે તો બુદ્ધિ આદિ પણ મલીન થઇ જાય છે. વિશેષ વાત ગુરૂ મુખથી સમજી લેવી.

## સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતના પાંચ અતિચાર.

૧ વધ—ક્રોધ કરીને ગાય, ઘોડા પ્રમુખને નિર્દયપણે મારવા તે.

૨ બંધ—ગાય, બળદ, વાછરડાં પ્રમુખ જીવોને ગાઢ બંધનથી બાંધવા તે.

૩ છવિચ્છેદ—બળદ પ્રમુખના કાન છેદાવે, નાથ ઘાલે, ખાસી કરે ઇત્યાદિ છેદન કરાવે તે.

૪ અતિ ભારા રોપણ—બળદ પ્રમુખ ઉપર જેટલો બોજો ભરાતો હોય તેના કરતાં વધારે ભરે તે. શ્રાવકોએ તો હમેશાં ભરવાનો રિવાજ

હોય તેના કરતાં પણ ઓછો ભરવો જોઇએ.

૫ ભાતપાણિવિચ્છેદ—બળદ, ગાય, પ્રમુખને રોજ ખાણ અપાતું હોય: તેના કરતાં ઓછું આપે તથા અસુર કરીને આપે તે અતિચાર.

આ અતિચાર શ્રાવકે જાણવા પણ આદરવા નહિ.



## ૨ બીજું સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત.

પાંચ મ્હોટાં અસત્ય તેનો ત્યાગ કરવો. શ્રાવકોએ જગતમાં જે જૂઠ બોલવાથી અપકીર્તિ થાય તથા અપ્રમાણિકતા કહેવાય તેવાં જૂઠ ન બોલવાં, દુનિયામાં જૂઠ ઘણાં પ્રકારનાં છે પરંતુ તે બધા તો ન બની શકે તો પણ આ પાંચ મ્હોટાં જૂઠ છે તેનો તો ત્યાગ કરવો.

પાંચ મ્હોટાં જૂઠનાં નામ.

૧ કન્યાલીક—કન્યાં સંબંધી વય, રૂપ, અભ્યાસાદિકમાં ઓછું વત્તું કહેવું. દ્વિપદ સંબંધી પણ જૂઠ આમાં સમજી લેવું.

૨ ગવાલીક—ગાય, ભેંસ, બલદ, ઉંટ આદિમાં દૂષણ હોય તે ન કહેવાં અથવા. તેની ઉમ્મર. ઘર, અને દુધના પ્રમાણ વિગેરેમાં જૂઠ બોલવું તે.

૩ ભૂમ્યાલીક—હાટ, હવેલી, બાગ, ખેતીવાડી આદિ પોતાના ન હોય અને મ્હારૂં છે. અથવા તેના અમુક ભાગના સંબંધમાં અસત્ય બોલવું તે.

૪ થાપણ મોસો—થાપણ ઓળવવી. દ્રષ્ટાંત કોઇ પણ માણસ આપણને સારા જાણીને પોતાની રકમ—મીલકત વિના સાક્ષીએ આપી પરદેશ ગયો હોય અને તે બે ચાર વર્ષે પાછો આવે અને પોતાની થાપણ માગે તે વખતે તેને ઉત્તર આપે કે તમોએ કોને આપી છે? સાક્ષી કોણ છે? ઇત્યાદિ થાપણ ગુમ કરવા જૂઠું બોલવું તે.

૫ જૂઠી સાક્ષી—કોઇપણ બેના ઝઘડામાં એકના તરફથી લાંચ લઇને જૂઠી સાક્ષી પૂરવી

અથવા તો શરમની ખાતર જૂઠી સાક્ષી પૂરવી અથવા પોતાના કોઈપણ પ્રકારના સ્વાર્થને માટે રાજદરબારમાં, કોર્ટમાં, પંચપાસે અથવા સમુદાય વચ્ચે અસત્ય સાક્ષી પુરવી તે.

## ૨ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રતના પાંચ અતિચાર.

૧ સહસાત્કાર–વિનાવિચારે જેમ આવે તેમ બોલવું, તું વ્યભિચારી છે, ચોર છે, ઈ-ત્યાદિ તે અતિચાર.

૨ રહસ્ય ભાષણ–કોઈની ગુપ્ત વાત જાહે-રમાં મુકવી તે.

૩ સ્વદારા મંત્રભેદ–પોતાની સ્ત્રીનાં દૂષણ બીજાની આગે બોલવાં તેની ગુપ્ત વાત હોય કે જે બીજાને સંભલાવવાથી તેણીના પ્રાણ પણ ચાલ્યા જાય તેવી વાત ગુપ્ત કોઈની આ-ગલ બોલવી તે.

૪ મૃષાઉપદેશ–જૂઠો ઉપદેશ દેવો, મંત્ર,

જંત્ર, જડીબુટી આદિ નો ઉપદેશ દેવો, ખોટી સલાહ આપવી, કામનાં ચોરાસી આસન સીખવે તે.

૫ કૂટલેખ–ખોટા દસ્તાવેજ, ખાતાં, ચીઠી વિગેરે લખવાં, તથા લખેલ ઉપર છરી પ્રમુખ શસ્ત્રથી અક્ષરો કાઢી નાખીને નવા લખવા, ખોટી સહીઓ કરવી તે.

પૂર્વોક્ત જૂઠ નરકાદિ દુઃખના કારણ હોવાથી ત્યાગે.

આ પાંચ અતિચાર જાણવા પણ શ્રાવકોએ આદરવા નહી. ઇતિ.



## ૩ ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રત.

મ્હોટી ચોરી કરવી, ધાડ પાડવી, રસ્તામાં લુંટવા, જોર જુલમથી બીજાની વસ્તુ લેવી, રાજ્યના દાણની ચોરી કરવી, કોઈની અમૂલ્ય વસ્તુ લેઈને સંતાડવી, તાળાં તોડવાં ઈત્યાદિ મોટી ચોરી કે જેથી લોકમાં ભંડાય અને રાજ્યમાં દંડાય તેવી મોટી ચોરી ન કરવી.

# ૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રતના પાંચ અતિચાર.

૧ ચોર પાસેથી ચોરાઉ વસ્તુ જાણીબુઝીને લેવી તે અતિ અતિચાર.

૨ પ્રયોગ–ચોરને ચોરી: કરવામાં મદત કરવી: તથા: સલાહ આપે તે.

૩ તપ્પડી રૂવ–સારી વસ્તુમાં બીજી ખોટી વસ્તુને ભેળ સંભેલ કરીને આપવી અથવા સારી વસ્તુ દેખાડીને ખોટી વસ્તુ આપવી તે.

૪ રાજયવિરૂદ્ધ ગમન–રાજય વિરૂદ્ધ ચાલવું. રાજાએ બંધ કરેલા સ્થાને જવું તે.

૫ કુડતોળ તથા માપ–કોઈની વસ્તુ લેવી હોય ત્યારે માન માપ તોળ જુદાં અને કોઇને આપવી હોય ત્યારે જુદાં માપ માન રાખે તે

શ્રાવકોએ આ અતિચાર જાણવા પણ આચરવા નહી.



## ૪ ચોથું સ્થૂલ મૈથુન વિરમણ વ્રત.

સ્વસ્ત્રી એટલે પોતાની પરણેલી સ્ત્રીમાં સં. તોષ રાખી અન્ય સર્વ સ્ત્રીઓનો ત્યાગ કરવો તેવીજ રીતે સ્ત્રીએ પણ પોતાનો પરણેલ પતિ સિવાય અન્ય સર્વ પુરૂષોનો ત્યાગ કરવો. આનિ અંદર કુમારિકા, વિધવા, વેશ્યા, વિગ. રેનો ત્યાગ સમજી લેવો..

## ૪ વિરમણ વ્રતના પાંચ અતિચાર.

૧ અપરિ ગૃહિતાગમન—કોઇએ પણ જેને ગ્રહણ કરી નથી. તેવી સ્ત્રી જેમકે વિવાહ વિ- નાની, કુમારીકા, તથાં વિધવા હોય તેની સાથે ગમન કરવું, તેવીજ રીતે સ્ત્રીએ પણ સમજવું.

૨ ઇત્વર ગૃહિતાગમન—અમુક દિવસ સુધી કોઇએ વૈશ્યા પ્રમુખને રાખેલ હોય તેની સાથે ગમન કરવું તે.

૩ અનંગ ક્રિડા—સ્ત્રીઓનાં અંગોપાંગ વિ- ષય દૃષ્ટિથી જોવાં તથા કામચેષ્ટા કરવી તે.

૪ પરવિવાહ કે શુ–પારકા વિવાહ તથા પુનર્લગ્ન (નાતરાં) કરાવવાં તે.

૫ તીવ્રાભિલાષા–વિષય ભોગમાં અતિ તીવ્ર ઇચ્છા કરવી તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.

આ પાંચ અતિચારમાં સ્વદારા સંતોષ વાળાને તો પ્રથમના બેતો અનાચાર છે. અને પાછલના ત્રણ અતિચાર છે.



## ૫ પાંચમું સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત.

૧ નવ પ્રકારના પરિગ્રહનું પોતાની ઇચ્છા મુજબ પરિમાણ કરી લેવું. તે નીચે પ્રમાણે.

૨ ધાન્ય–ધાન્ય મુખ્ય ચોવીસ પ્રકારનાં છે તેનું પરિમાણ વર્ષમાં આટલા મણ. ખપે

૩ ક્ષેત્ર–બાગ, વાડી, ક્ષેત્રો અમુક વિઘાં ઉપરાંત ત્યાગ.

૪ વાસ્તુ–હાટ હવેલી આદિ નંગ. ( )

૫ રૂપ્પય-શિક્કા વિનાનિ ચાંદી તોલા. (   )
૬ સુવર્ણ-શિક્કા વિનાનું સોનું તોલા. (   )
૭ કૂપદ-ત્રાંબુ પીતળ આદિ મણ અથવા શેર.
૮ દ્વિપદ-દાસદાસી ગુમાસ્તાદિ નંગ.
૯ ચઉપદ-ગાય ભેંસ આદિ નંગ.

અથવાતો એકંદર જંગમ અને સ્થાવર મિલકત કુલ રૂ.      )ની રાખું. ઉપરાંત થાય તો ધર્મમાર્ગે સારા સ્થાને વાવરૂં.

## ૫ સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રતનાં પાંચ અતિચાર.

૧ ધન ધાન્ય પરિમાણાતિક્રમ-જ્યારે ઈચ્છા પરિમાણથી દ્રવ્ય વધે ત્યારે આતો મારા પુત્રનું છે. આટલું અમુકનું છે ઈત્યાદિ નાના પ્રકારના વિકલ્પો કરી ધનના વિભાગ પાડવા અથવા, તો ઘરેણાં કરાવવાં તે તથા ધાન્યની મર્યાદા ઓલંગવી તે.

૨ ક્ષેત્ર પરિમાણાતિક્રમ-ક્ષેત્ર નીયમથી વધારે

રાખે અથવા બે ક્ષેત્ર અથવા બાગ હોય તેને એક કરી નાખે તે.

૩ રૂપ્ય અને સુવર્ણ પ્રમાણાતિક્રમ-રૂપાની તથા સુવર્ણની મર્યાદા ઓલંઘવી પ્રમાણથી વધારે રાખે તે.

૪ કુપદ પરિમાણાતિક્રમ-ત્રાંબુ, પીતળ, કાંસા પ્રમુખ મર્યાદાથી વધારે રાખે તે.

૫ દ્વિપદ ચતુષ્પદ પરિમાણાતિક્રમ-દાસદાસી, ગાય ભેંસ વિગેરે મર્યાદા કરતાં વધારે રાખે મર્યાદા ઓલંઘન કરે તે.

આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહી.

પરિગ્રહ રાખ્યાથી વધે ત્યારે તેનો મોહ ન છુટવાથી જે ગોટા વાળવા તે સર્વ અતિચાર રૂપે થઈ પરિણામે અનાચાર પણું પામે છે. માટે અતિચાર લગાડવાજ નહી. અને પરિમાણથી વધે કે તરતજ શુભ માર્ગે વાપરી દેવું ઘરમાં રાખી ન મુકવું એજ શ્રેય છે.



હવે છઠું સાતમું આઠમું આ ત્રણ વ્રતને ગુણ વ્રત કહે છે. કારણ પહેલા વ્રતોને આ ત્રણ ગુણકરતા છે. માટે યથાર્થ નામ આપેલ છે.

## ૬ છઠું દિગ્પરિમાણ-વ્રત.

આ વ્રતની અંદર પોતાની જેટલે જવા-ની ઇચ્છા હોય તેટલા ગાઉ સુધી જવાનું પ-રિમાણ કરી લેવું તે નિચે પ્રમાણે.

ઉંચુ ( ) ગાઉ સુધી.
નિચું ( ) ગાઉ સુધી.
પૂર્વદિશા ( ) ગાઉ સુધી.
અગ્નિ ખુણ ( ) ગાઉ સુધી.
દક્ષીણ દિશા ( ) ગાઉ સુધી.
નૈઋત્ય ખૂણ ( ) ગાઉ સુધી.
પશ્ચીમદિશા ( ) ગાઉ સુધી.
વાવ્યખુણ ( ) ગાઉ સુધી.
ઉત્તરદિશા ( ) ગાઉ સુધી.
ઈશાનખુણ ( ) ગાઉ સુધી.

જળ માર્ગે અમુક બંદર સુધી અનુમાન ઈચ્છા પ્રમાણે કરી લેવું. ઉપર પ્રમાણે આઠે દિશાનું જુદું જુદું પ્રમાણ કરે અથવા ચાર દિશાનો પ્રબંધ કરે અથવા તો અમુક દેશની હદ બાંધે તેની બહાર જવાનો પ્રતિબંધ કરે, એ સર્વે આ છઠા વ્રતમાં પ્રમાણ કરવા રૂપ સમજવું, ઉપરાંત તાર કરવા પડે તો જયણા, છાપું વાચવું, તથા પત્ર લખવો, પડે તો જયણા. ઇત્યાદિ ઈચ્છા મુજબ રાખીને ઉપરાંત બરાબર સમજીને ત્યાગ કરવો.

## ૬ દિગ્ પરિમાણ વ્રતના પાંચ અતિચાર.

૧ ઉર્ધ્વદિક્ પ્રમાણાતિક્રમ–મર્યાદા કરતાં વધારે ઉંચે જવું તે.

૨ અધોદિક્ પ્રમાણાતિક્રમ–રાખેલ મર્યાદા કરતાં વધારે નિચે જવું તે.

૩ તિર્છિદિશાપ્રમાણાતિક્રમ–ચાર દિશાની મર્યાદા ઓલંઘવી તે.

૪ ક્ષેત્રવૃદ્ધિ—બધી દિશાઓના ગાઉને ભેગા કરી એક દિશાએ વધારે જવું અર્થાત્—રાખેલ પ્રમાણમાં હાનિવૃદ્ધિ કરવી તે.

૫ સ્મૃતિ અંતર્ધાન—મેં કેટલા ગાઉ રાખ્યા છે, એવી ખબર ન રહેવાથી આગે જવું અર્થાત્ સંદેહ પડયા છતાં આગે ચાલવું તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.



## ૭ સાતમું ભોગો પભોગ પરિમાણ વ્રત.

આ વ્રતમાં ભોગોપભોગનું પરિમાણ કહેલ છે. ભોગ કોને કહીએ તે બતાવે છે.

એક વખત જેનો ભોગ લેવાતો હોય જેમકે ભોજન, વિલેપન આદિ ભોગમાં ગણાય છે. ઉપભોગ એટલે જે વસ્તુ વારંવાર વપરાતી હોય જેમકે વસ્ત્ર, ઘર સ્ત્રી આદિ તે ઉપભો-

ગમાં ગણાય છે. તે બન્નેનું યથાશક્તિ પ્રમાણ રાખીને ઉપરાંતનો ત્યાગ કરવો, તથા ચૌદ નિયમ ધારવાં તથા પન્નર કર્માદાન શક્તિમુજબ ત્યાગ કરવાં.

## ચૌદ નિયમ નીચે પ્રમાણે.

૧ સચિત વસ્તુ–રોજ (     ) ખપે સંખ્યા તથા તોલ રાખવો.

૨ દ્રવ્ય–જુદા જુદા સ્વાદનો અનુભવ થાય તેને દ્રવ્ય કહીએ તે દ્રવ્ય રોજ (   ) ખપે.

૩ વિગઈ–દુધ, દહી, ઘી, તેલ, ગોળ, કડા એ છ વિગઈમાંથી ગમે તે એક વિગઇનો રોજ ત્યાગ કરવો, ચાર મહાવિગઇનો તો સર્વથા ત્યાગ કરવો.

૪ ઉપાનહ–પગરખાં, મોજાં, બુટ જેની નીચે નળ હોય તેવા તો નજ પહેરવા. રોજ (     ) જોડ ખપે.

૫ તંબોળ–પાન, સોપારી. પ્રમુખ મુખવાસ

રોજ (        ) સંખ્યા તથા તોલ
રાખવો.

૬ વસ્ત્ર-પહેરવા ઓઢવાનાં વસ્ત્ર રોજ (    )
ખપે સંખ્યા કરવી.

૭ કુસુમ-ફુલ વિગેરે સુંઘવાની વસ્તુ રોજ
સંખ્યા કરી લેવી.

૮ વાહન-ગાડી, ઘોડા, વહાણ વિગેરે રોજ
(    ) સંખ્યા કરવી.

૯ શયન-શય્યા આસન વિગેરે રોજ (    )

૧૦ વિલેપન-શરીર ઉપર ચોપડવાની વસ્તુ
રોજ (    ) ખપે તોલ.

૧૧ બ્રહ્મચર્ય-બ્રહ્મચર્યનો નિયમ ધારવો, દિવ-
સે ત્યાગ રાત્રે પ્રમાણ કરવું.

૧૨ દિશિ-દશ દિશામાં (    ) કોષ તક જવું ખપે.

૧૩ સ્નાન-હંમેશ (    ) કરવું ખપે ઉપરાંત
ત્યાગ.

૧૪ ભક્ત-ભોજ (    ) શેર. પાણી (    ) શેર.
ખપે, ઘરમે વિસ્તાર હોય તો જયણા
રાખે.

# ચૌદ નિયમની સાથે નિચેનું લખેલ રોજ ધારવું.

૧ પૃથ્વીકાય-માટી, મીઠું વિગેરે પૃથ્વી કાયનું પ્રમાણ કરવું.

૨ અપકાય-પાણીનું વજન તથા કુવા, નદી, વાવ વિગેર અમુકનું ખપે અથવા આટલા સ્થાનનું ખપે, ઉપરાંત ત્યાગ.

૩ તેઉકાય-ચુલા, ભઠ્ઠી આદિ અમુક ઘરનાં ઉપરાંત ત્યાગ.

૪ વાયુકાય-પંખા, હિંચકા વિગેરેનુ પ્રમાણ.

૫ વનસ્પતિકાય-શાક, ફળ, દાતણ વિગેરેની સંખ્યા કરવી.

૬ ત્રસકાય-ની જતના રાખવી.

પૂર્વોક્ત છએ કાયનું પ્રમાણ રોજ બન્ને વખત કરવું.

૧ અસિ-તલવાર, બંદુક, પાવડા, બરછી, કોદાળી, છરી, કાતર વિગેરે શસ્ત્રોનું પ્રમાણ કરવું.

૨ મસી-શાહી, કલમ, ખડીયા, પેન્સીલ વિ-
ગેરેનું પ્રમાણ કરવું.

૩ કૃષી-ખેતી, વાડી-બગીચા આદિનું પ્રમાણ.

ઉપર પ્રમાણે નિયમ સવારમાં અને સાંજે ધારણ કરે, સવારમાં નિયમધારી ને પછી ત્રણ નવકાર ગણી પચખ્ખાણ કરે, સાંજે પણ તેમાંથી કમ કરવું હોય તે કરીને પછી સાંજે પચ્ચખાણ કરે બાકી વિસ્તાર વધારે થવાથી આ સ્થાને લખેલ નથી. ગુરૂમુખથી અથવા જે કોઇ ધારતા હોય તેની પાસે સમજી લેવા.

પંદર કર્માદાન, મહા પાપકારક હોવાથી શ્રાવકોને ત્યાગ કરવા યોગ્ય છે, તેનિ વિગત.

૧ ઇંગાલ કર્મ-ઇંટ, ચુનો, નળીયાં, ક્રુપેલ વિ-
ગેરેની ભઠ્ઠી વ્યાપાર માટે ન કરવી,
તથા નકરાવી.

૨ વનકર્મ-ખેતી, વાડી, શાક, લાકડાં પ્રમુ-
ખનો વ્યાપાર ન કરવો, વન-કપાવાનો
કંટ્રાટ પણ ન લેવો.

૩ સાડીકર્મ—રથ, ગાડી, રેંકડા, હળ, પ્રમુખ-
નો વ્યાપાર ન કરવો.
૪ ભાડીકર્મ—ગાડી, ઘોડા, બલદ પ્રમુખનો
વ્યાપાર ન કરવો.
૫ ફોડિકર્મ—દારૂ તથા શસ્ત્રોથી જમિન ફોડા-
વાનો ધંધો ન કરવો.
૬ દંત વાણિજ્ય—હાથીદાંત વિગેરેનો વ્યાપાર
ન કરવો.
૭ લાખવાણીજ્ય—લાખનો વ્યાપાર ન કરવો.
૮ રસવાણીજ્ય—મધુ, માખણ, ઘી, તેલ, પ્ર-
મુખનો વ્યાપાર ન કરવો.
૯ વિષવાણીજ્ય—અફીણ ઝેર વિગેરેનો વ્યા-
પાર ન કરવો.
૧૦ કેશવાણીજ્ય—પશુ પ્રમુખનાવાળ તથા
ઉનનો તથા દાસદાસી, ચોપદ વિગેરેનો
વ્યાપાર ન કરવો.
૧૧ યંત્ર પિલણકર્મ—મિલ, જીન, ઘંટી, સંચા
પ્રમુખનો વ્યાપાર ન કરવો.

૧૨ નિર્લાંછનકર્મ-ઘોડા, બલદ પ્રમુખને ખાસી
કરવા તથા કરાવવાનો ત્યાગ.
૧૩ દવદાન-વનમાં તથા ક્ષેત્રમાં અગ્નિ મુકવો નહીં
૧૪ સરદહ શોષણીયકર્મ-કુવા, સરોવર પ્રમુ-
ખના પાણી શોષાવવાં નહીં.
૧૫ અસતીપોષણ-રમતને માટે પોપટ, મેના,
કુતરા, બીલાડા પ્રમુખ રાખવા નહીં.

આ પંદર કર્માદાન વ્યાપાર નિમિત્તે આ જીવકાને અર્થે ન કરવા. બાકી સુજ્ઞ શ્રાવકોતો તે શિવાયના કારણમાં પણ બનતા સુધી ત્યાગ કરે છે, તેમાં પ્રવૃત્તિ કરતા નથી.

આ વ્રતમાં શ્રાવકોએ ૨૨ અભક્ષ્યનો ત્યાગ કરવો જોઈએ તે નિચે પ્રમાણે.

૧ વડના પીપુ, (ટેટા) ૨ પીપલાના પીપુ, પીપળીના પીપુ, ૪ કુંબરના પીપુ, ૫ ઉંબ-રાના પીપુ, આ પાંચે વૃક્ષોનાં ફળ ત્રસજીવોથી વ્યાપ્ત હોય છે, માટે તે અભક્ષય છે, ૬ મધ, માખણ, ૮ મદિરા, ૯ માંસ, આ ચાર મહા

વિગય છે. અસંખ્ય જીવાકુલથી વ્યાપ્ત છે. માટે સર્વથા અભક્ષ્ય છે. ૧૦ બરફ, ૧૧ કરા, ૧૨ વિષ, (અફીણ, સોમલ, વચ્છનાગ, વિગેરે સર્વ જાતિનાં ઝેર.) ૧૩ સર્વ જાતિની કાચી માટી, ૧૪ રાત્રીભોજન, ૧૫ બહુબીજવાલી વસ્તુઓ, ખસખસ અંજીર વિગેરે, ૧૬ બોળ-અથાણું, ૧૭ વિદળ-કાંચા (ઉષ્ણ કર્યા વિનાનાં) દુધ, દહીંને, છાસની સાથે કોઈપણ પ્રકારનું કઠોળ, તેની દાળ, તેના બનેલા પદાર્થો ખાવા તે, ૧૮ વેંગણ, (રીંગણા) ૧૯ અજાણ્યાં ફલ ફુલ વિગેરે, ૨૦ તુચ્છફળ, ચણીયાબોર વિગેરે જેમાં થોડું ખાવું અને ઘણું કાઢી નાંખવું, ૨૧ ચલિત રસ કાલ વ્યતિત થયેલી અથવા ત્યાર અગાઉ પણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાઇ ગયેલી કોઈ પણ વસ્તુ, ૨૨ અનંતકાય, જેને એક શરીરમાં અનંતા જીવો હોય છે, તેવા સર્વ પ્રકારનાં ભૂમિકંદ વિગેરે.

ઉપર બતાવેલ બાવીસ જાતિની વસ્તુઓ

ખાવાથી અનેક ત્રસાદિ જીવોની વિરાધના થાય છે. માટે તે વસ્તુઓ શ્રાવકોને ત્યાગ કરવા લાયક છે.

એ શિવાય આ સાતમા વ્રતને અંગે બીજા પણ કેટલાક નિયમો શ્રાવકોને ગ્રહણ કરવા લાયક છે. તેમાંથી કેટલાક નીચે બતાવ્યા છે તે અને બીજા પણ શ્રાવકોએ યથાશક્તિએ ગ્રહણ કરવા.

૧ પાંચ, દશ કે બાર તિથિ લીલોતરી ન ખાવી.
૨ આર્દ્રા નક્ષત્ર બેસે ત્યાર પછી કેરી ન ખાવી.
૩ ફાગણ સુદિ ૧૫ પછી ભાજીપાન ન ખાવી.
૪ સુકો મેવો કેટલોક ફાગણ સુદિ ૧૫ પછી અને કેટલોક અષાડ સુદિ ૧૫ પછી ન ખાવો.
૫ વનસ્પતિ કાયમ માટે કેટલી ખાવી તેનું નામ સાથે પ્રમાણ બાંધવું એટલે ૨૫-૫૦-૭૫ નામો નક્કી કરી તે ઉપરાંતનો ત્યાગ કરવો.

## સાતમા વ્રતના પાંચ અતિચાર.

૧ સચિત અહાર-સચિત્ત વસ્તુ ન ખાવી.

૨ સચિત્તપ્રતિબંદ્ધ અહાર-સચિત્તની સાથે વળગેલી વસ્તુ આખી કેરી વિગેરે.

૩ અપકવ આહાર-બરાબર નહી પાકેલી વસ્તુ ખાવી તે.

૪ દુઃપકવાહાર-બરાબર રીતે નહિ પાકેલી વસ્તુ જેમકે ઓળા, પોંક વિગેરે (મિશ્રીત) ખાવી તે.

૫ તુચ્છૌષધ ભક્ષણ-ખાવામાં થોડું આવે અને નાંખી દેવામાં ઘણું આવે તેવી વસ્તુ ખાવી તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહી. પંદર કર્માદાન સંબંધી, ૧૫ અતિચાર ગણતાં આ વ્રતના વીશ અતિચાર થાય છે.



## ૮ આઠમું અનર્થદંડ વિરમણ વ્રત.

અર્થ એટલે સ્વાર્થ વિના આત્મા દંડાય તેવા કાર્યથી પાછું હઠવું. જેમકે કોઇને ફાંસી દેતા હોય ત્યાં જોવા ન જવું. પ્રશુ પક્ષીઓને રમાડતા હોય ત્યાં જોવા ન જવું, કુતરાં, બીલાડાં આદિ હિંસક જાનવર નહી પાળવાં, હાથી, ઘોડા પ્રમુખની રમત થતી હોય ત્યાં જોવા ન જવું. જે રમતમાં તે તે જાતના પશુપક્ષીઓ પ્રત્યે ક્રુરતા વપરાતી હોય અથવા તેઓ પરસ્પર ક્રુરપણે લડતા હોય ત્યાં ન જવું શસ્ત્ર પ્રમુખની મર્યાદા કરવી, વિના કારણે રાખવાં નહીં. સોગઠાબાજી રમવી નહીં નાટક, ભવાયા, રાસધારી, વિગેરે જોવા જવું નહીં. ઈત્યાદિ અનેક પ્રકારનાં વર્જવા યોગ્ય છે. ચાર પ્રકારની કથાઓનો પણ બનતા પ્રયત્ને ત્યાગ કરવો. આ વ્રતનો વિસ્તાર ઘણો છે પણ સંકોચને લીધે ટુંક લખેલ છે.

અનર્થ દંડના મુખ્ય ચાર પ્રકાર છે.

૧ હિંસપ્રદાન-હિંસા થાય તેવી વસ્તુ માગી આપવી તે.

૨ પ્રમાદાચરિત-પ્રમાદ વડે જેમાં કર્મબંધન નિષ્કારણ થાય તેમાં પ્રવૃત્તિ કરવી તે.

૩ પાપોપદેશ-કોઇને પાપકારી ઉપદેશ દેવો તે.

૪ અપધ્યાન-આર્ત્તરૌદ્ર ધ્યાન ધ્યાવા તે.

આ ચારે પ્રકાર બરાબર સમજીને તેનો ત્યાગ કરવો.

## અનર્થદંડ વિરમણ વ્રતના પાંચ અતિચાર.

૧ કંદપ્પ-કામવિકાર વધે તેવી કુચેષ્ટા કરવી તે.

૨ કુકુઇએ-કામોત્પન્ન કરનારી વાતો કરવી તે.

૩ મોહરીએ-મુખથી હાસ્યાદીકથી જેમ તેમ બોલવું તે અથવા કોઇની ગુપ્ત વાત પ્રગટ કરવી કે જેથી તે કષ્ટ પામે તેવી વાત મુખથી બોલવી તે.

૪ સંજુત્તાહિગરણ-પોતાના ખપ કરતાં શસ્ત્ર પ્રમુખ અધિક રાખે તથા આધક આધકરણ મેળવવાં તે.

૫ ભોગાતિરીક્ત-ભોગમા તથા પરિભોગમાં
વપરાતી ચિજો ખપ કરતાં વધારે
તૈયાર રાખવી તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ
આદરવા નહીં.



## ૯ નવમું સામાયક વ્રત.

દરરોજ (    ) સામાયક કરવા. મહિનામાં (    ) બાર મહિનામાં (    ) કરવા તેની સંખ્યા મુકરર કરીને લખી લેવી.

### સામાયક વ્રતના પાંચ અતિચાર.

૧ મનદુ:પ્રાણિધાન—મનમાં કુવિકલ્પચિંતવે,
મનને દુષ્ટ રીતે પ્રવર્તાવે.

૨ વચનદુ:પ્રણિધાન-સાવદ્ય વચન બોલે, વચનને દુષ્ટ રીતે પ્રવર્તાવે.

૩ કાયદુ:પ્રાણિધાન-કાયા સામાયકમાં હલાવે
ભીંતે ઓઠંગ દઇને બેસે નિદ્રાલેવે.

૪ અનવસ્થાદોષ—જે ટાઇમે સામાયક લીધુ તે
પુરે ટાઇમે ન પારે ઉતાવલથી પારે તે.
૫ સ્મૃતિવિહિન—સામાયક લેઇને ટાઇમ ભુલી
જાય, (સામાયક પારવું ભુલે) બેઘડી
પૂરી ન કરે તે.

સામાયકના બત્રીશ દોષ છે. તેનો પણ ત્યાગ કરવો.

શ્રાવકોએ ઉપરના પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.



## ૧૦ દસમું દેશાવકાશિક વ્રત.

ચૌદ નિયમ ધારવાનો દિવસે અને સાંજે બન્ને વખત ખપ કરવો તે સાતમા વ્રતમાં તેનો અધિકાર આવી ગયો છે તેનો અહિસંક્ષેપ કરવાનો છે.

દશ સામાયકને પણ દેશાવકાશિક કહે છે. તેવા વર્ષમાં (    ) કરવાં આ વ્રતમાં વિશેષ ક્ષેત્ર પરિમાણનોજ સંક્ષેપ કરવામાં આવે છે.

## ૧૦ દેશાવશિક વ્રતના પાંચ અતિચાર.

૧ આણવણ પ્રયોગ–નિયમ ઉપરાંત ભૂમીમાંથી વસ્તુ મંગાવવી તે.

૨ પ્રેષવણ પ્રયોગ–હદબહાર વસ્તુ મોકલવી તે.

૩ સદ્દાણુવાય–શબ્દ કરીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૪ રૂબ્બાણુવાય–રૂપ દેખાડીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૫ પુગ્ગલ પ્રક્ષેપ–કાંકરો નાંખીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે અથવા હદ બહાર રહેલાઓને પોતે અહિં છે. એવા ખબર આપવા તે કાંકરો નાખવો તે.

આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહીં.



## ૧૧ અગ્યારમું પૌષધ વ્રત.

આઠમ ચૈદશના પોષધ કરવા ન બને તો

વર્ષમાં (   ) કરવા તેમાં ચાર પોહોરના (   ) કરવા, આઠ પોહોરના (   ) કરવા તેની સંખ્યાનો નિરધાર કરવો તે.

પોષધના મુખ્ય ચાર પ્રકાર છે.

૧ આહાર પોસહ—એકાસણું, આંબેલ, ઉપવાસ વિગેરે તપ કરવો તે.

૨ શરીરસત્કાર પોસહ—શરીરની સુશ્રુષા ન કરવિ તે.

૩ અવ્યપાર પોસહ—સાંસારિક વ્યાપાર કોઈપણ પ્રકારનો ન કરવો તે.

૪ બ્રહ્મચર્ય પોસહ—બ્રહ્મચર્ય પાલવું તે.

આમાં પાછલા ત્રણ પ્રકારના પોષધ સર્વથી કરવાનાં છે.

## ૧૧ પોષધ વ્રતના પાંચ અતિચાર.

૧ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સજ્જા સંથારએ—શય્યા સંથારાની બરાબર પડિલેહણ ન કરવી તે.

૨ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સજ્જાસંથાર
એ-શયા સંથારો બરાબર ન પૂંજવો
પ્રમાર્જવો તે.

૩ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસ-
વણભુમિ ઠલા માત્રાની જગ્યા બરાબર
પડિ લેહવી નહી તે.

૪ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય-ઉચ્ચાર પાસ-
વણ ભૂમિ ઠલા માત્રાની જગ્યા બરા-
બર ન પ્રમાર્જવી તે.

પોષધ વિધિ વિવરીએ-તથા પોષધ વિધિ બરાબર ન કરે તે, પૌષધ ટાઈમસર ન લેવો તથા જલદી પારવો તે તથા પોષધમાં પારણાદિક ચિંતા કરે તે.

આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહીં.



## ૧૨ બારમું અતિથિ સંવિભાગવ્રત.

પોષધને પારણે મુનિરાજને દાન આપ્યા

પછી જમવું. વારંવાર મુનિઓની જોગવાઈ ન બને તો વર્ષમાં અમુક વખત વોહેરાવ્યા પછી જમવું.

આ વ્રતમાં સાંપ્રત કાલમાં આઠ પહોરનો તિવિહાર અથવા ચોવિહાર પોષધ કરવામાં આવે છે ને તેને પારણે એકાસણું કરી મુનિરાજને વહોરાવ્યા પછી મુનિરાજે વહોરેલ વસ્તુ શેષ રહી હોય તે વડે એકાસણું કરવામાં આવે છે.

વિધિ પોષધપારી સારાં કપડાં આભુષણો પહેરી મહાત્મા જે સ્થલ પર હોય ત્યાં જઈને મુનિને નમ્રતાપૂર્વક વિનતિ કરે કે આજે મારે પારણું છે. માટે કિ્રપા કરી પધારો, તે વખતે મુનિ પણ અવસર જોઈને વિધિ પ્રમાણે પોતે તૈયાર થઇને તેની સાથે જાય. શ્રાવક આનંદ પૂર્વક અત્યંત ખુશી થઈને અહોભાગ્ય આજે મહારે ઘરે મુનિ પધાર્યા આજે કૃતાર્થ થયો એ પ્રમાણે ભાવના પુરઃસાર નિર્દોષ આહાર આપે પછી પારણું કરે.

આ બારમા વ્રતના પાંચ અતિચાર.

૧ સચિત્ત નિક્ષેપ–સચિત્ત વસ્તુ અચિત વ-
સ્તુમાં નાંખીને વહોરાવવી તે.

૨ સચિત્તપિહિણ–સચિત્ત વસ્તુવડે ઢાંકેલ અ-
ચિત્ત વસ્તુ આપવી તે.

૩ અન્યવ્યપદેશ–પોતાની વસ્તુ હોય અને
બીજાની છે. એમ કહીને ન આ-
પવી તે, બીજાની વસ્તુ પોતાની છે.
એમ કહીને આપવી તે.

૪ સમત્સરદાન–મત્સર કરીને મહાત્માને દાન
આપવું તે.

૫ કાલાતિક્રમ–વહોરાવવાનો સમય વિત્યા પછી
દાન દેવાનો આગ્રહ કરવો તે.

આ પાંચ અતિચાર ટાલીને પૂજ્ય સાધુમ-
હારાજને તથા સાધ્વીજીને દાન આપવું.

આ બાર વ્રતો શ્રાવકોએ પોતાની શક્તિ
પ્રમાણે લેવાં અને જે પ્રમાણે પોતે આગાર રા-
એલ હોય તે પ્રમાણે પાળવાં અને તે પાળ-

વાથી આલોકમાં તેમજપરલોકમાંસુખના ભોક્તા થશો વર્ષમાં એક વખતતો આ ટીપ જરૂર વાંચી જવી કારણ વાંચવાથી પોતે જે પ્રમાણે રાખેલ હોય અને બંધ હોય તે ઉપયોગમાં આવી જાય.

ॐ शान्तिः शान्तिः शान्तिः

ઉપર પ્રમાણે સમકિત સહિત શ્રાવકના બાર વ્રત જે ભાગે ગ્રહણં કરવા તે ભાગે તે પ્રમાણે બરાબર પાળવા દિનપરદિન તેમાં વૃદ્ધિ કરવી નવા નવા નિયમો ગ્રહણ કરવા ને પાળવા લીધેલા નિયમોનો બરાબર નોંધ રાખવો, ને તે વર્ષમાં એકવાર વાંચી જવો, તેમાં કાંઈ દોષ લાગેલ હોય તો ગુરૂપાસે તેના આલોયણ લઈ શુદ્ધ થવું, આ ટીપ પોતે જે પ્રમાણે વ્રત ગ્રહણ કરે તે પ્રમાણે લખીને તૈયાર રાખવી, અને તે દરેક વર્ષમાં એક અથવા બે વાર અવશ્ય લક્ષ્યપૂર્વક વાંચી જવી અને તેમાં કાંઈ અતિચાર દોષ લાગ્યા હોય તો તે ગુરૂને નિવેદન કરી તે આપે તે આલોયણ લઈ તે પ્રમાણે

તપસ્યાદિ કરીને વ્રતને નિર્મલ રાખવા, સમકિત કે વ્રતને મલિન થવા ન દેવાં, નિરંતર ઉચ્ચ દશા-મુનિ પણું પ્રાપ્ત થવાની ભાવના રાખવી જેથી કાલાંતરે પણ તે સ્થિતિ પ્રાપ્ત થાય અને આત્માનું કલ્યાણ થાય, તથાસ્તુ.

બારવ્રત ધારી યોગ્ય હિતશિક્ષા.

શ્રાવકના બાર વ્રત અંગિકાર કરવા એ સામાન્ય હકીકત નથી. પૂરાપુન્યનો ઉદય થાય ત્યારે એ વાત બની શકે છે. પરંતુ બાર વ્રત લીધાં એટલે પાર ઉત્તરી ગયા એમ માનવાનું નથી, પાર ઉતરી જવા માટે તેને નિરતિચાર પણે પાળવા સતત ઉદ્યમી થવું જોઇએ. જેઓ વ્રત લીધા પછી પાળવામાં પ્રમાદી થાય છે; અતિચાર લગાડે, વારંવાર લીધેલા વ્રતોને સંભારતા નથી, લાગેલા દોષની આલોયણ લઈ તે પ્રમાણે તપસ્યાદિ કરી શુદ્ધ થતા નથી તેઓ ઉલટા પોતાના આત્માને ભારે કરનારા થાય છે માટે પોતાની શક્તિનો બરાબર તોલ કરીને

વ્રતો લેવાં, બધાં એક સાથે લઈ ન શકાય તો એક બે ત્રણ એમ વધતા વધતા લેવા, પણ જેવા લેવા તેવા અખંડ પાળવા અને બારવ્રતધારીનું નામ લોકોમાં હાંસી કે નિંદા પાત્ર ન થાય અને લોકો અનુમોદના કરે તેમ કરવું.

બાર વ્રતધારીએ વ્રતમાં તો મોટા જુઠાનો ત્યાગ કર્યો હોય છે પણ પ્રાયે તેણે અસત્ય નજ બોલવું. હિંસા ત્રસજીવોનાજ તજી હોય છે પણ નિષ્કારણ સ્થાવર જીવોની પણ વિરાધના ન કરવી, ચોરી મોટી–રાજદંડ ઉપજે તેવી તજી હોય છે, પણ તેણે નાની ચોરિ પણ ન કરવી. અપ્રમાણીક પણું કદાપિ ન કરવું, બોલેલુ વચન પાલવું ફરી જવું નહી. પર સ્ત્રીનો અમુક ભાંગે ત્યાગ કર્યો હોય છે છતાં પ્રાયે પર સ્ત્રી સામું વિકાર દૃષ્ટિથી જોવું પણ નહીં પરિગ્રહનું પ્રમાણ ઈચ્છાનું સાર ગમે તેટલું રાખ્યું હોય પણ તેટલી રકમ પૂર્ણ કરવાને માટે ગમે તેવા આરંભ સમારંભમા નપ્રવર્તતા વ્રતધારી શ્રાવકને યોગ્ય વ્યાપારાદિકથી પ્રાપ્ત થાય તેટલી

લક્ષ્મીથી સંતોષ માનવો ધાર્યા પ્રમાણેની રકમ પૂરિ થાય તોજ ઠીક એમ ન ધારવું. તેમ તેટલી રકમ પૂરિ થયા પછી વધવા માંડે ત્યારે ખોટા વિચારો કરી ગોટા ન વાલવા. ધર્મકાર્યમાં અવિચ્છિન્ન પણે તેનો વ્યય કરવો, વ્રતને અંગે આવી અનેક બાબતો હિતશિક્ષા તરીકે જણાવવા યોગ્ય છે પરંતુ સ્થલ સંકોચના કારણથી માત્ર જરૂરનીજ બાબતો બતાવવામાં આવિ છે. તેના પર લક્ષ આપવામાં આવશે તો પણ લીધેલાં વ્રત વિશેષ ઉજવળ થશે ને આત્મકલ્યાણ થશે, તથાસ્તુ.

વ્રતધારિ શ્રાવકે બનતાં સુધી દરરોજ ઉભય કાળ પ્રતિક્રમણ કરવું. નિયમો દિવસે ને રાત્રે ધારવાને સંક્ષેપવા પર્વતિથિએ યથાશક્તિ તપસ્યા, પૌષધાદિ વિશેષે કરવા, તિથિ કે પર્વ તદન ખાલી જવા ન દેવા, જિન પૂજા ગુરૂભક્તિ તીર્થ યાત્રાદિ દિન પરદિન સવિશેષે કરવા.



श्री विनयविजयोपाध्याय विरचित.

# શ્રી પુન્ય પ્રકાશનું સ્તવન.

## दुहा.

સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીશે જિ-નરાય ॥ સહગુરૂ સામની સરસતી, પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવનપતિ ત્રિશલા તણો,નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગ જયો,વર્દ્ધમાન વડ વીર ॥ ૨ ॥ એક દિન વીર જિણંદને,ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી, પુછે ગૌતમ સ્વામિ ॥ ૩ ॥ મુક્તિ માર્ગ આરાધીએ, કહો કિણ પેરે અરિહંત સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રીભગવંત ॥૪॥ અતિચાર આળો-ઇએ,વ્રત ધરીએ ગુરૂ સાખ ॥ જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ ॥૫॥ વિધિશું વળી વોસરાવિએ,પાપસ્થાન અઢાર॥ ચાર સરણ નિત્ય અનુસરો, નિંદો દુરિતાચાર ॥૬॥ શુભકરણી

અનુમોદીએ,ભાવ ભલોમન આણુ ।। અણસણ અવસર આદરી,નવપદ જપો સુજાણ ।।૭।। શુભ ગતિ આરાધન તણા,એ છે દશ અધિકાર।।ચિત્ત આણીને આદરો ।। જેમ પામો ભવ પાર ।।૮।।

## ।। ઢાળ ૧ લી ।।

।। એ છિંડી કીહાં રાખી ।। એ દેશી ।।

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ એ પાંચે આચાર ।। એહ તણા ઇહ ભવ પરભવના,આળો-ઇએ અતિચાર રે ।। પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી ।। વીર વદે એમ વાણીરે પ્રા૦ ૧ ।। એ આંકણી ।। ગુરૂ ઓળવીએ નહિ ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન ।। સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપધાનરે ।।પ્રા૦ ૨ ।। જ્ઞાનો પગરણ પાટી પોથી,ઠવણી નોકારવાળી ।। તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાળીરે ।। પ્રા૦૩।।ઈત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ ।। આભવ પરભવ વળી રે

ભવો ભવ, મિચ્છા દુક્કડ તેહ રે ।।પ્રા૦૪।। સમ કિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે ।। પ્રા૦ સ૦ ૪ ।। જિનવચને શંકા નવિ કીજે, નવિપરમત અભિલાષા ।। સાધુતણીનિંદા પરિહ- રજો, ફળ સંદેહ મ રાખ રે ।। પ્રા૦ સ૦ ।।૫।। મૂઢપણું છડો પરશંસા,ગુણવંતને આદરીએ ।। સાહ્મિને ધર્મે કરી થીરતા, ભક્તિ પ્રભાવના કહીએ રે ।।પ્રા૦ સ૦ ।।૬।। સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે,અવર્ણવાદ મન લેખ્યો ।। દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતાં ઉવેખ્યો રે ।। પ્રા૦ સ૦ ।।૭।। ઇત્યાદિક વિપરીતપણાથી,સમકિત ખંડયું જેહ ।। આભવ પરભવવલીરે ભવોભવ,મિચ્છામિ દુક્કડ તેહરે પ્રા૦ચારિત્ર લ્યો ચિત્ત આણી ।।૮।। પાંચ સુમતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવ- ચન માય ।। સાધુતણે ધર્મે પરમાદે,અશુદ્ધ વચન મન કાય રે ।।પ્રા૦ચા૦।।૯।। શ્રાવકને ધર્મે સા- માયક, પોસહમાં મન વાળી ।। જે જયણાપૂર્વક એ આઠે,પ્રવચન માય ન પાળી રે ।। પ્રા૦ ।।

ચા૦ ॥૧૦॥ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોળ્યું જેહ ॥ આભવ૦॥ મિછા૦ ॥પ્રા૦॥ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદ તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વીરજ, નવિ-ફોરવીઉં ભગતેરે ॥ પ્રા૦ ॥૧૨॥ તપ વીરજ આચારે એણીપરે, વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભ વ૦ મિ૦ ॥પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૩ ॥ વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ ॥ વીરજિણેસર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએરે ॥પ્રા૦ ॥ ચા૦ ॥૧૪॥

## ॥ ઢાળ ૨ જી ॥

॥ પામી સગુરૂ પસાય ॥ એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ રે, વાયુ વનસ્પતિ એ પાંચે થાવર કહ્યાં એ ॥ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં કુવા તળાવ ખણાવીયાએ ॥ ૧ ॥ ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં મેડી માળ ચણાવીઆએ, લીંપણ ઘુંપણ કાજ એણીપરે પરપરે પૃથ્વીકાય વિરાધીઆએ ॥ ૨ ॥ ધોયણ

નાહણ પાણી,ઝીલણ અપકાય ॥ છોતિ ધોતિ કરી દુહવ્યાએ ॥ ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા ॥ ભાડભુંજા લિહાલાગરાએ ॥૩॥ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ ॥ રંગણ રાંધણ રસવતીએ ॥ એણી પરે કર્માદાન, પરે પરે કેળવી ॥ તેઉ વાયુ વિરાધીયાએ ॥ ૪ ॥ વાડી વન આરામ, વાવી વનસ્પતિ ॥ પાન ફુલ ફળ ચૂંટીયાંએ ॥ પહોંક પાપડી શાક, શેક્યાં સૂકવ્યાં ॥ છેદ્યાં છુંદ્યાં આથીઆંએ ॥ ૫ ॥ અળશીને એરંડ, ઘાણી ઘાલીને ॥ ઘણા તિલાદિક પીલીયાએ ॥ ઘાલી કોલુ માંહિ, પીલી શેલડી ॥ કંદમૂળ ફળ વેચીયાંએ ॥ ૬ ॥ એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદિયાએ, આભવ પરભવ જેહ ॥ વળીય ભવોભવે ॥ તે મુજ મિચ્છામિ દુક્કડંએ ॥૭॥ કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા ॥ એળ પૂરા અલશીયાંએ વાળા જળો ચુડેલ, વિચળીત રસ તણા ॥ વળી અથાણાં પ્રમુખનાએ ॥૮॥

એમ બેઇંદ્રી જીવ, જેમેં દુહવ્યા ।। તે મુજ મિ-
ચ્છામિદુક્કડં એ ।। ઉધેહી જુ લીખ,માંકડ મંકોડા,
ચાંચડ કીડી કુંથુઆએ ।।૯।। ગદ્ધીઆં ધીમેલ
કાનખજુરડા ।। ગીંગોડા ધનેરીયાંએ ।। એમ
તેઇંદ્રી જીવ, જે મેં દુહવ્યા તે મુજ મિચ્છામિ-
દુક્કડ એ ।। ૧૦ ।। માખી મચ્છર ડાંસ, મસા-
પતંગીયાં ।। કંસારી કોલિયાવડાએ ।। ઢીંકણ
વિંછુ તીડ, ભમરા ભમરીયો, કોતાં બગ ખડમાં
કડીએ ।। ૧૧ ।। એમ ચૌરિંદ્રી જીવ, જે મેં
દુહવ્યા ।। તે મુજ મિચ્છામિદુકકડંએ ।। જળમાં
નાંખી જાળ,જળચર દુહવ્યા વનમાં મૃગ સંતા-
પીયાએ ।। ૧૨ ।। પીડયા પંખી જીવ, પાડી
પાસમાં ।। પોપટ ઘાલ્યા પાંજરેએ ।। એમ
પંચેંદ્રી જીવ જે મેં દુહવ્યા ।। તે મુજ મિચ્છા
મિદુક્કડંએ ।। ૧૩ ।।

।। ઢાળ ૩ જી ।।

।। વાણી વાણી હિતકારીજી ।। એ દેશી ।।

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યાં વ-

ચન અસત્ય કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે ॥ જિનજી મિછ્ઠામિદુક્કડ આજ ॥ તુમ સાખે મહારાજરે ॥ જિનજી ॥ દેઈ સારૂં કાજરે ॥ જિનજી ॥ મિછ્ઠામિદુક્કડ આજ ॥૧॥ એ આંકણી ॥ દેવ મનુજ તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ, વિષયા રસ લંપટ પ- ણેજી ઘણું વિડંબ્યોં દેહરે ॥ જિનજી૦ ॥ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરિજી, ભવ ભવ મેળી આથ, જે જીહાંની તે તીહાં રહીજી, કોઈ ન આવી સાથરે ॥ જિનજી૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ્યઅભક્ષ્ય ॥ રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્ય- ક્ષયરે ॥ જિનજી૦ ॥૪॥ વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાંગ્યાં પચ્ચખ્ખાણ ॥ કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે ॥ જિનજી૦ ॥૫॥ ત્રણ ઢાળ આઠે દુહેજી, આળોયા અતિ- ચાર ॥ શિવ ગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકારરે ॥ જિનજી૦ ॥ ૬ ॥

## ॥ ઢાળ ૪ થી ॥

### ॥ સાહેલડીની દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે ॥ અથવા લ્યો વ્રતબાર તો ॥ યથાશક્તિ વ્રત આદરી સાહેલડીરે ॥ પાળો નિરતિચાર તો ॥૧॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦ ॥ હૈડે ધરીય વિચાર તો ॥ શિવગતિ આરાધન તણો ॥સા૦॥ એ બીજો અધિકાર તો ॥ ૨ ॥ જીવ સર્વે ખમાવીએ ॥ સા૦ ॥ યોનિચોરાશી લાખ તો ॥ મન શુદ્ધે કરી ખામણાં ॥ સા૦ ॥ કોઈ શું રોષ ન રાખ તો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઈ ન જાણો શત્રુ તો ॥ રાગ દ્વેષ એમ પરિહરો ॥ સા૦ ॥ કીજે જન્મ પવિત્ર તો॥૪॥સાહમ્મિ સંઘ ખમાવીએ ॥સા૦॥ જે ઉપની અપ્રીતિ તો ॥ સજજન કુટુંબ કરો ખામણાં ॥ સા૦ ॥ એ જિન શાસન રીતિતો ॥ ૫ ॥ ખમીએ ને ખમાવીએ ॥ સા૦ ॥ એહજ ધર્મનું સાર તો ॥ શિવગતિ આરાધન

તણો ॥ સા૦ ॥ એ ત્રીજો અધિકાર તો ॥૬॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધન મૂર્છા મૈથુન તો ॥ ક્રોધ માન માયા તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ દ્વેષ પૈશૂન્ય તો ॥ ૭ ॥ નિંદા કળહ ન કીજીએ ॥ સા૦ ॥ કુડો ન દીજે આળ તો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયામોસ જંજાળ તો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયે ॥ સા૦ ॥ પાપસ્થાન અઢાર તો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦ એ ચોથો અધિકાર તો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૫ મી ॥

॥ હવે નિપુણા ઇહાં આવીયાએ ॥ એ દેશી ॥

જનમ જરા મરણે કરી એ, એ સંસાર અસાર તો કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહ-

રીએ, ચાર શરણ ચિત્ત ધાર તો શિવ-
ગતિ આરાધન તણો એ, એ પાંચમો અ-
ધિકારતો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યા એ
પાપ કર્મ કેઈ લાખ તો આત્મ સાખે તે
નિંદિએ એ પડિક્કમિએ ગુરૂ સાખતો ॥૪॥
મિથ્યા મતિ વર્તાવિયાં એ, જે ભાખ્યા ઉ-
ત્સૂત્ર તો કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉ-
થાપ્યાં સૂત્રતો ॥ ૫ ॥ ઘડયાં ઘડાવ્યાં જે ઘ-
ણાંએ, ઘરટી હળ હથીયાર તો ભવ ભવ
મેળી મુકીયાં એ, કરતાં જીવ સંહારતો ॥
૬ ॥ પાપ કરીને પોષીયાં એ, જન્મ જન્મ
પરિવારતો જનમાંતર પોહોત્યા પછીએ,
કોઇએ ન કીધી સારતો ॥ ૭ ॥ આ ભવ પ-
રભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક
તો ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી
હૃદય વિવેક તો ॥ ૮ ॥ દુઃકૃતનિંદા એમ ક-
રીએ, પાપ કરો પરિહાર તો શિવગતિ
આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો ॥૯॥

## ॥ ઢાળ ૬ ઠી ॥

આદિ તું જોઇને આપણી ॥ એ દેશી ॥

ધન્યધન્ય તે દિન માહરો, જીહાં કીધો ધર્મ દાન શિયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કર્મ ॥ ધન્ય૦ ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની, જે કીધી યાત્ર જુગતે જિનવર પૂજીયા, વળી પોખ્યાં પાત્ર ॥ ધન્ય૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિનહર જિન ચૈત્ય સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ॥ ધન્ય૦ ॥ ૩ ॥ પડિક્રમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન સાધુ સૂરિ ઉવઝાયને, દિધાં બહુ માન ॥ ધન્ય૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદિએ, એમ વારોવાર શિવગતિ આરાધન તણો, સાતમો અધિકાર ॥ ધન્ય૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ સમતા ભાવે ભાવીએ, એ આતમરામ ॥ ધન્ય૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય કર્મ આપ જે

આચર્યાં, ભોગવિએ સોય ॥ ધન્ય૦ ॥૭॥ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ છાર ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ ॥ ધન્ય૦ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર ॥ ધન૦ ॥ ૯ ॥

## ॥ ઢાળ ૭ મી ॥

॥ રૈવતગિરિ ઉપરે ॥ એ દેશી ॥

હવે અવસર જાણી, કરીએ સંલેખણ સાર અણસણ આદરિએ, પચખી ચાર આહાર ॥ લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા, આહાર અનંત નિશંક પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધન્ના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર અણસણ આરાધી,

પામ્યા ભવનો પાર શિવમંદિર જાશે, ફરી એક અવતાર આરાધન કેરો, એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે, મહામંત્ર નવકાર મનથી નવિ મૂકો, શિવ સુખ ફલ સહકાર એ જપતાં જાયે, દુર્ગતિ દોષવિકાર સુપરે એ સમરો, ચૌદ પૂરવનોસાર ॥ ૪ ॥ જન્માંતર જાતાં, જો પામે નવકાર ॥ તો પાતીક ગાળી, પામે સુરઅવતાર એ નવ પદ સરિખો, મંત્ર ન કોઈ સાર ઈહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય રાણી રત્નવતી બેહુ, પામ્યાં છે સુરભોગ એક ભવ પછી લેસે, શિવ વધુ સંયોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તતકાળ ફણીધર ફીટીને, પ્રગટ થઈ ફુલ માળ શિવકુમરે જોગી, સોવન પુરૂષો કીધ એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ

॥ ૭ ॥ એ દશ અધિકારે, વીર જિણેસર ભાખ્યો આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો તેણે પાપ પખાળી, ભવ ભય દૂરે નાંખ્યો જિન વિનય કરંતાં, સુમતિ અમૃત રસ ચાખ્યો ॥ ૮ ॥ ઇતિ.

## ॥ ઢાળ ૮ મી ॥

॥ નમો ભવિ ભાવશું એ ॥ એ દેશી ॥

સિદ્ધારથ રાય કુળ તિલો એ, ત્રિશલા માત મલ્હાર તો અવનિ તળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર ॥ જયો જિન વીરજીએ ॥ ૧ ॥ મેં અપરાધ કર્યા ઘણાએ, કહેતાં ન લહું પાર તો તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર ॥ જયો૦ ॥૨॥ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ ॥ જયો૦ ॥ ૩ ॥ કર્મ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાળનો હું

ક્ષું એહથી ઉભગ્યો એ, છોડાવો દેવ દયાળ ॥ જયો૦ ॥ ૪ ॥ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોળતો તુઠયો જિન ચોવીશમો એ, પ્રગટયા પુન્ય કલ્લોલ ॥ જયો૦ ॥ ૫ ॥ ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાય ॥ જયો૦ ॥ ૬ ॥

## ॥ કળશ ॥

ઇય તરણ તારણ, સુગતિ કારણ દુઃખ નિવારણ, જગ જયો શ્રીવીરજિનવર, ચરણ શુણતાં અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રીવિજયદેવસૂરીંદ પટધર તીર્થ જંગમ ઇણજગે ॥ તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રી હીરવિજય સૂરિ શિષ્ય વાચક કીર્તિવિજય સુરગુરૂ સમો ॥ તસ શિષ્ય વાચક વિનયવિજયે શુણ્યો જિન ચોવીશમો ॥ ૩ ॥ સય સત્તર સંવત ઓગણત્રીશે રહી રાંદેર ચોમાસએ ॥ વિજય

દશમી વિજય કારણ કિયો ગુણ અભ્યાસએ ॥ ૪ ॥ નર ભવ આરાધન સિદ્ધિસાધન સુકૃત લીલવિલાસએ ॥ નિર્જરા હેતે સ્તવન રચિયું નામે પુન્યપ્રકાશ એ ॥ ૫ ॥ ઇતિ



# જાહેર વિજ્ઞપ્તિ.

શેઠ અંબાલાલ સાંકલચંદની મહુમ પત્નિ બાઈ રૂક્ષ્માણીના પુન્યાર્થે સામાયક સૂત્ર અર્થ સહિત તથા ચૈત્યવંદનો-સ્તવનો છંદો અષ્ટપ્રકારી પૂજન, સ્નાત્ર વિગેરે છપાવવામાં આવેલ છે. તે યોગ્ય જૈન ભાઇઓ તથા બહેનોને ભેટ આપવામાં આવે છે. અડધા આનાની ટીકીટ બીડી જોઇએ તેને નીચે લખેલા ઠેકાણેથી મંગાવી લેવી. સીલીકમાં હશે ત્યાં સુધી મોકલવામાં આવશે.

## અમારી પાસેથી નીચેનાં પુસ્તકો મળશે.

| | |
|---|---|
| કર્મગ્રંથ. ૪ સરલ અર્થ સાથે કીં. રૂ. | ૧—૦—૦ |
| પંચપ્રતિક્રમણ ( નવસ્મરણ તથા જીવવિચારાદિ ચાર પ્રકરણોના ) અર્થ સાથે. રૂ. | ૦—૧૨—૦ |
| દેવસીરાઇ અર્થ સહિત રૂ. | ૦—૪—૦ |
| જીવવિચારાદિ ચાર પ્ર૦ અર્થ સાથે રૂ. | ૦—૪—૦ |
| સામાયક સૂત્ર અર્થ સહિત રૂ. | ૦—૦—૯ |
| પ્રકરણમાલા રૂ. | ૧—૦—૦ |

ઉમેદચંદ રાયચંદ. પાંજરાપોળ—અમદાવાદ.

# જાહેરખબર.

## શ્રીલઘુશાન્તિ સટીક.

આ ગ્રંથ હાલમાં પત્રાકારે આ તરફથી છપાવવામાં આવેલ, તેમજ ે માટે લક્ષ રાખવામાં આવેલ છે. એક મુ પાસે સુદ્ધ કરાવીને બહાર પાડવામ છે. આ ગ્રંથની કોપી ૧૦૦૦) સીને શ્રાવકભાઇ તરફથી કાઢવામાં આવી અભય [illegible]ીસાધુ મહાત્માઓને તથા ગૃ આપવામાં આવે છે. ન મલી હોય તેમણે ( ચેને ઠેકાણેથી મંગાવી લેવા કૃપા કરવી. તેમ જ્ઞાનભંડારોને પણ ભેટ આપવામાં આવે માટે અરધાઆનાની ટીકીટ બીડીને મંગા લેવી. સામાન્યસંસ્કૃત અભ્યાસી હોય તેમ પણ આસ્તોત્ર ઉપયોગનું છે અને વ્યાખ્યા સર છે: માટે મંગાવો પોષ્ટસહ દોઢઆનાની ટીકી બીડવાથી મોકલવામાં આવશે. લખો.

| વીર સં ૨૪૪૩ | શ્રી મહાવીર જૈનસભા |
|---|---|
| માગશર સુદ ૧૫ | મુ. ખંભાત (બંદર) |